બાલગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૫

# વીર ધન્નો

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ

:: બાલગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૫

# વીર ધન્નો

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

: : પ્રકાશક : :
ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર
રાયપુર હવેલીની પોળ : અમદાવાદ





આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# વીર ધન્નો

: ૧ :

દક્ષિણ દેશ, ગોદાવરી નદી; તેના કિનારે મોટું શહેર. તેનું નામ પૈઠણ, ત્યાં એક શેઠ. તેમનું નામ ધનસાર. તેમને ચાર દીકરા. તેમાં સહુથી ન્હાનો ધન્નો. તેના નામ પ્રમાણે જ ગુણ. એ જન્મ્યો ને ધન્ન વધવા માંડયું.

ધન્નો રમતમાં બહુ ચાલાક. આઠ વર્ષનો થયો. ભણવા મૂકયો. ત્યાં લખતાં શીખ્યો. વાંચતાં શીખ્યો. ગણિત શીખ્યો. ગાતાં શીખ્યો. ઘણું ઘણું શીખ્યો. બધી વિદ્યા ભણ્યો. શું ધન્નાની હોંશિયારી! ધન્નાને સહુ વખાણે.

બધા મોટાભાઇ આ સાંભળે. ખુબ દાઝે બળે. માંહી માંહી વાતો કરે: અલ્યા! ધન્નાના આટલાં વખાણ શાં? એમાં યે બાપાની તો હદ. જ્યારે જુઓ ત્યારે એની એજ વાત. મારો ધન્નો આવો ને મારો ધન્નો તેવો. એ નાનકડો શું કરી નાંખે છે? ખાય છે, પીએ છે ને હરેફરે છે. આપણે તો વેપાર કરીએ છીએ. પૈસા પેદા કરીએ છીએ. બાપાજી આપણાં વખાણ કેમ કરતા નથી?

શેઠે જાણ્યું કે છોકરા છે દાઝીલા. પોતે ડાહ્યા નથી. અને બીજાનું ડહાપણ સંખાતું નથી. એમનું પારખું લેવા દે. એ સિવાય નહિ માને.

: ૨ :

શેઠે બધા છોકરાને બોલાવ્યા ને કહ્યું: લ્યો સોનામહોર. કરો તેનો વેપાર. સાંજે પાછા ઘેર આવજો. ને કમાણીમાંથી સહુને જમાડજો.

ધન્નો ચાલ્યો બજારમાં. એક દુકાન આગળ ઉભો. ત્યાં શેઠ બેઠા કાગળ વાંચે. પાછળથી

અવળા અક્ષર દેખાય. ધન્ને તે ઉકેલ્યા. માંહી લખેલું : હમણાં વણઝારાની પોઠ આવશે. માંહી છે મોંઘા કરિયાણાં. ઝટ જજો. વેચાતા લઈ લેજો. બહુ નફો મળશે.

ધન્નો કહે, ચાલો આપણો બેડો પાર. ગયો ગામ બહાર. મળ્યો વણઝારાને. કર્યો સોદો. ત્યાં આવ્યા ગામમાંથી શેઠ. તે બોલ્યા : અરે ! ભાઈ વણઝારા ! વેચશો કે કરિયાણાં ? વણઝારા બોલ્યા : શેઠ ! સોદો તો થઈ ગયો. આ ઉભા ખરીદનાર.

શેઠ થયા તાજુબ. આ મારો વ્હાલો ક્યાંથી પહોંચ્યો ! હશે. એની પાસેથી ખરીદું. તેમણે પૂછ્યું : કેમ ભાઈ ! વેચવા છે કરિયાણાં ? ધન્નો કહે, હા. શેઠ કહે, શું લેશો ? ધન્નો કહે, નફાની સવાલાખ સોના મહોર. શેઠ કહે, ભાઈ ! એમ તો એમ. મને કરિયાણાં આપ.

ધન્ને લીધી સવાલાખ સોનામહોર. ચાલ્યો ઘર તરફ.

પેલા ભાઇઓ ગયા બજારમાં. ખુબ રખડયા. નજીવી કમાણી થઇ. પડી સાંજ. એટલે વળ્યા ઘર તરફ.

સહુ આવ્યા ઘેર. પહેલો લાવ્યો વાલ. બીજો લાવ્યો ચોળા. ત્રીજો લાવ્યો અડદ. ત્યારે ધન્નો લાવ્યો મેવામીઠાઈ. સાથે સુંદર કપડાં ને ઘરેણાં. ભાભીઓને આપવા માટે.

ધન્નાપર સહુ ખુશ થયા. ત્યારે ભાઈઓનાં મોઢાં ઉતરી ગયાં. તે બોલ્યાઃ ધન્ને તો ઠગાઈ કરી. બિચારા શેઠનો કાગળ વાંચી લીધો. એ વેપાર ન કહેવાય. વેપારમાં પારખાં કરો.

શેઠ કહે, અલ્યા ! સમજો. દાઝીલા ન થઈએ. પેલા ભાઇઓ કહે, ઠીક. અમે દાઝીલા ! અને તમારો ધન્નો એક સારો !

: ૩ :

ભાઇઓ બહુ અદેખાઇ કરે. શેઠ કહે, લાવ્ય, ફરીથી પરીક્ષા કરૂં. દરેક ને બોલાવ્યા. આપી થોડી સોના મહોર. અને કહ્યુંઃ આ વખતે સાચવજો. સાંજે ઘેર આવજો ને કમાણીમાંથી સહુને જમાડજો.

બધા ચાલ્યા વેપાર કરવા. ઘણું ફર્યા પણ શેનો વેપાર કરે ! કાંઈ સમજ પડે નહિ.

ધન્નો ગયો ઢોર બજારમાં. ત્યાં ગાયનાં ધણ. ભેંસનાં ધણ. ઘોડા ને ઊંટનો પારજ નહિ. બકરાં ઘેટાં પણ ઘણાં. ધન્ને લીધો એક સંઘલો ઘેટો.

ઘેટો ખુબ સરસ. લઈને ધન્નો ચાલ્યો. રસ્તામાં મળ્યા રાજકુંવર. તેમની સાથે ઘેટો. સહુની સાથે હોડ બકે ને ઘેટાને લડાવે.

રાજકુંવર કહે, કેમ શેઠ ! લડાવવો છે ઘેટો ? ધન્નો કહે, ખુશીથી. રાજકુંવર કહે, પણ શરત છે. હારે તે સવાલાખ સોનામહોર આપે. ધન્નો કહે, કબુલ. લડાવ્યાં ઘેટાં. રાજકુંવરનો ઘેટો હાર્યો. આપવી પડી સવાલાખ સોના મહોર.

રાજકુંવર કહે, ઘેટો બહુ સારો. આ ઘેટો લઇએ તો બધે જીતીએ. લાવો ખરીદીએ. તેણે કહ્યુંઃ શેઠ ! ઘેટો વેચવો છે ! ધન્નો કહે, હા. પણ એની કિમ્મત છે બહુ. રાજકુંવર

કહે, કેટલી? ધન્નો કહે, સવાલાખ સોના મહોર. રાજકુંવર કહે, લ્યો સવાલાખ સોના મહોર ને લાવો એ ઘેટો. ધન્ને ઘેટો આપ્યો. અને સવાલાખ સોનામહોર લીધી.

શું ધન્નાનું નશીબ! અઢીલાખ સોનામહોર રળ્યો. મોટાભાઇ ખુબ રખડયા. પણ નશીબફૂટ. કાંઈ કમાયા નહિ. આવ્યા સહુ ઘેર. સહુએ ધન્નાનાં વખાણ કર્યાં. મોટાભાઈના મોઢાં ઉતરી ગયાં. તેઓ બોલ્યાઃ ધન્નો તો જુગાર રમ્યો. હોડ બકે એ જુગારજ ગણાય. હાર્યો હોત તો? એ કાંઇ વેપાર ન કહેવાય. વેપારમાં પારખાં કરો.

શેઠ કહે, દીકરાઓ! ગાંડા ન થાવ. કોઇને સારા જોઇને રાજી થાવ. પેલા છોકરાઓ કહે, ભલે અમે ગાંડા રહ્યા. તમારો ધન્નો એક ડાહ્યો.

: ૪ :

ધન્નાના વખાણ ખુબ થાય. શું સગાવ્હાલાંમાં, શું નાતજાતમાં. પેલા ભાઇઓથી એ ન સંખાય. હંમેશ કંકાસ કરે.

શેઠ કહે: લાવ્ય હજી એક વખત પારખું લઉં. બધાને બોલાવ્યા. થોડી સોનામહોર આપી અને કહ્યું: આ વખતે ન ભૂલશો. સહુ ધ્યાન રાખજો. સાંજે ઘેર આવજો ને કમાણી દેખાડજો. સહુ સોનામહોર લઇને ચાલ્યા. એક ગયો આમ. બીજો ગયો તેમ. સહુ પડયા છુટા.

ધન્નો ગયો બજારમાં. ત્યાં એક સુંદર ઢોલિયો વેચાય. પણ વેચનાર મસાણનો ભંગી. એટલે કોઇ લે નહિ. ધન્ને વિચાર્યું: આ ઢોલિયામાં નક્કી કાંઇ કરામત છે માટે લેવા દે એ ઢોલિયો. ઢોલિયો વેચાતો લીધો.

પેલા ભાઇઓ ખુબ રખડયા. પણ કાંઈ કમાયા નહિ. આવ્યા ઘેર. ત્યાં જોયો ઢોલિયો. તરતજ બોલ્યા: બાપા! જુઓ તમારો ડાહ્યો દીકરો. આતો મુડદાંનો ઢોલિયો છે. એને તે ઘરમાં ઘલાય! અમે નહિ રહેવા દઇએ. એમ કહીને ઉઠયા. પછાડયો ઢોલિયો. એટલે ઇસ ને ઉપળા જુદા પડયા. માંહીથી નીકળ્યાં રતન. ખુબ કિમ્મતી.

બધા ભાઈ પડયા ભોંઠા. મોંમાં આંગળી ઘાલીને જોઇ રહ્યા. શેઠ બોલ્યાઃ કેમ અદેખાઓ ! કરી ધન્નાની પરીક્ષા ? ભાઇઓ કહે, હા બાપા હા. અમે બધા અદેખા. એક તમારો ધન્નો સારો. અમને કોઈ દિવસ વખાણશો નહિ.

: ૫ :

એક વખત ગોદાવરીમાં વ્હાણ આવ્યું. માંહી ભરેલાં કરિયાણાં. ઘણાંજ કિમ્મતી પણ તેનો ધણી મરી ગયેલો. એટલે ગયું રાજાને. રાજાએ હુકમ કર્યોઃ સહુ વેપારી ભેગા થાવ. કરિયાણાં ખરીદી લ્યો અને તેના પૈસા આપી દ્યો. સહુ વેપારી થયા ભેગા.

ધનસારના ઘેર કહેણ આવ્યું: એક જણને મોકલો. રાજાનાં કરિયાણાં વેચાય છે. સહુ ભાગ પડતાં લે છે. એટલે ધનસાર શેઠે મોટા છોકરાને કહ્યું: ધનદત્ત ! જા કરિયાણાં ખરીદવા. ધનદત્ત કહે: વખાણ કરતી વખતે ધન્નો ને કામ કરાવતી વખતે ધનદત્ત ! હું તો કાંઈ જતો નથી. જશે તમારો ડાહ્યો દીકરો.

શેઠે બીજાને કહ્યું. ત્રીજાને કહ્યું. પણ સહુનો સરખો જવાબ. એટલે કહ્યું ધન્નાને. બેટા ! તું જા. ધન્નો કહે, જેવી બાપાની આજ્ઞા. ધન્નો ગયો કરિયાણાં ખરીદવા.

વ્હાણ પર બધા વેપારી ભેગા થયા. એકે લીધું કેશર ને બીજાએ લીધી કસ્તુરી. ત્રીજાએ લીધો બરાસ ને ચોથાએ લીધું કપુર પાંચમાએ લીધું સુખડ ને છઠ્ઠાએ લીધું અગર. સહુએ સારાં કરિયાણાં લઇ લીધાં. પાછળ રહ્યો ખારા જેવી માટીનો ઢગલો.

બધા કહે, વળગાડો આ ધન્નાને. તે છોકરો શું સમજવાનો છે! એક વેપારી બોલ્યો: ધન્ના! તું વેપારનું મુહૂર્ત કરે છે. એટલે આ મીઠું લઈ જા. શુકન બહુ સારા થશે. બીજો કહે, શેઠ બરાબર કહે છે. ધન્નો મનમાં સમજયો: આ બધા મને છેતરે છે. પણ ફીકર નહિ. જોઇશું કોણ છેતરાય છે. ધન્નો કહે, ભલે, મારા ભાગમાં આ ખારો.

ધન્નો ખારો લઇને ઘેર આવ્યો. બધા

ભાઇ બોલ્યાઃ જુઓ તમારો ડાહ્યો દીકરો. ખરા વેપારમાં પારખાં થાય ! ગામે સારાં સારાં કરિયાણાં લીધાં. ત્યારે ભાઈએ લીધી માટી. શું હોશિયાર છે ને !

શેઠ પણ પૂછવા લાગ્યા : ધન્ના ! માટી કેમ લાવ્યો ? સારૂં કરિયાણું કાંઈ ન મળ્યું ? ધન્નો કહે, પિતાજી ! આ ન હોય માટી. આ તો છે તેજંતુરી. લોઢું કરીએ ગરમ ને માંહિ નાંખીએ તેજંતુરી તો બની જાય સોનું. તે પ્રમાણે કરી જોયું તો સોનું થયું તેથી બધા બહુ રાજી થયા. ધન્નો બહુ પૈસાદાર થયો.

: ૬ :

પેલા ભાઇઓ અદેખાઈ છોડે નહિ. રોજ કંકાસ કરે. ધન્નો કહે, આ સારૂં નહિ. મારા લીધે બીજા દુભાય છે. પડવા દે છુટા. જઇશું પરદેશ. ત્યાં કમાઇશું ને મજા કરીશું.

તે એક દિવસ વહેલો ઉઠયો. નીકળી ગયો ઘર બહાર. ચાલ્યો દેશાવરમાં.

ઘણું જોયું. ઘણું ચાલ્યો. આવ્યો એક મોટા શહેરની ભાગોળે. શહેરનું નામ રાજગૃહ. ત્યાં એક વાડી સૂકી. ધન્નો ત્યાં રાત રહ્યો. સવારે જુએ ત્યાં સૂકી વાડી લીલી. જયાં ભાગ્યશાળી જાય ત્યાં શું ન થાય !

માળીએ શેઠને ખબર આપી. શેઠ બહુ હરખાયા. ધન્નાને તેડું મોકલ્યું. ધન્નો ત્યાં ગયો. શેઠે તેને જમાડયો. ખુબ માન આપ્યું. વાતચીત કરી. તેમને લાગ્યું કે આ પ્રતાપી પુરુષ છે. એટલે પરણાવી પોતાની દીકરી.

ધન્નો ખુબ નશીબદાર. જયાં તેના પગલાં ત્યાં ધનનાં ઢગલાં. એને તો અહિંયા પણ ખુબ ધન મળ્યું. તે મોટા શેઠ થયો.

એક વખત રાજાનો હાથી થયો ગાંડો. કોઈ વશ કરી શકે નહિ. ઢંઢેરો પીટયોઃ હાથીને વશ કરશે તેને મારી કુંવરી પરણાવીશ. ધન્નો ખુબ સાહસિક. ઢંઢેરો ઝીલ્યો. હાથીને કર્યો વશ. રાજાએ તેને પોતાની કુંવરી પરણાવી. ધન્નાનું આખા નગરમાં બહુ માન વધ્યું.

તે નગરમાં એક શેઠ. ક્રોડો રૂપિયાના માલિક. તેમનું નામ ગોભદ્ર. તેમને ત્યાં આવ્યો એક કાણીઓ. તે કહેવા લાગ્યો: શેઠ ! લ્યો તમારા એક લાખ રૂપિયા ને લાવો મારી ઘરેણે મૂકેલી આંખ. શેઠ કહે, વાત તદ્દન ખોટી. એમ તે કદી બનતું હશે ? પણ પેલો માણસ શેનો માને ! એને તો ગળે પડવું હતું. તેણે કરી તકરાર. ગયો રાજા પાસે. માગ્યો ન્યાય. રાજાએ જાણ્યું કે માણસ ઠગ છે. પણ તેને ખોટો શી રીતે ઠરાવવો ? ખુબ વિચારમાં પડયા.

ધન્ને એ વાત જાણી. આવ્યો રાજદરબાર. કહ્યું રાજાને. હુકમ હોય તો હું ન્યાય કરૂં. રાજા કહે, તમારો જ પાડ. કરો એનો ન્યાય.

ધન્ને બોલાવ્યા શેઠને. બોલાવ્યો તે ઠગને. ચૂકવ્યો ન્યાય. શેઠને ત્યાં ઘણી આંખો ઘરેણે પડી છે. તેમાં શી ખબર પડે કે કઇ આંખ કોની ! માટે આંખનો નમુનો લાવો. અને તમારી આંખ લઈ જાવ. પેલો ઠગ પકડાયો. આંખનો નમુનો કયાંથી આપે ! બીજી આંખે પણ આંધળો થાય. રાજાએ તેને શિક્ષા કરી.

ગોભદ્ર શેઠ ખુબ હરખાયા. ધન્નાને પોતાની દીકરી પરણાવી. તેનું નામ સુભદ્રા.

: ૮ :

એક દિવસ ધન્નો ગોખે બેઠો છે. નગરને જુએ છે. તેમાં જોયા થોડા ભિખારી. બરાબર પોતાનાં કુટુંબ જેવા. તપાસ કરી તો પોતાનું કુટુંબ નીકળ્યું. તે વિચારવા લાગ્યો. મારૂં કુટુંબ આવી હાલતમાં કેમ ?

વાત પૂછી. બાપે જવાબ દીધોઃ દીકરા ! નશીબની બલીહારી ! તું હતો ત્યાં સુધી લીલા લ્હેર હતી. તું ગયો એટલે ધન પણ ગયું. તારા જવાની રાજાને ખબર પડી એથી અમને બહુ હેરાન કર્યા. ધન પડાવી લીધું. ભિખારી થયા. કાંઇ ગામમાં એમ રહેવાય ? એટલે નીકળ્યા પરદેશ.

ધન્ને બધાને સાથે રાખ્યા. સારૂં સારૂં પહેરાવે, સારૂં સારૂં ખવરાવે. સહુનું મન સાચવે.

ધન્નો આખા ગામને વ્હાલો. પેલા ભાઇઓને તો કોઈ પૂછેજ નહિ. સહુ ધન્નાનેજ પૂછે.

ધન્નાના વખાણ કરે. પેલા ભાઇઓથી આ ન સંખાય. આવ્યા પિતા પાસે. બોલ્યાઃ બાપા! અમારો ભાગ વ્હેંચી આપો. અમારે ધન્નાની સાથે નથી રહેવું.

પિતા કહે, અલ્યા તમારો ભાગ શેનો ? શરીર પર પહેરવા કપડું ન હતું. આતો બધી ધન્નાની મિલ્કત. તેના ભાગ નહિ પડે. પેલા ભાઇઓ કહે, અમે બધું જાણીએ છીએ. રતન ચોરીને ધન્નો નાઠો તે અહીં આવ્યો છે. ભાગ આપો નહિતર થશે ફજેતી.

ધન્નો કહેઃ આતો ફરીથી થયો કંકાસ. આપણે કંકાસ જોઈએ નહિ. ચાલો પરદેશ. ત્યાં કમાઈશું ને મજા કરીશું.

સવારમાં વ્હેલા ઉઠી ચાલવા માંડયું.

ધન્નો આવ્યો કૌશામ્બી નગરીમાં. ત્યાં રાજ-દરબારે મણિની પરીક્ષા થાય. કોઈ કરી શકે નહિ. ધન્ને મણિની પરીક્ષા કરી. રાજાએ પોતાની કુંવરી પરણાવી.

હવે ધન્નાએ વસાવ્યું ધનપુર ગામ ત્યાં બધી વાતે સુખ પણ પાણીનું મોટું દુઃખ. એટલે ખોદાવવા માંડયું તળાવ.

હંમેશ તળાવ પર આવે ને કેટલું કામ થયું તે જુવે. ત્યાં એક દિવસ પોતાનું કુટુંબ જોયું. તળાવ પર મજુરી કરે અને ગુજરાન ચલાવે. ધન્ને પહેલા તો ઓળખાણ ન પાડી. પણ પાછળથી ઓળખાણ પાડીને બધી વાત પૂછી. પિતાએ કહ્યુંઃ ભાઇ ! તું ગયો તેની રાજાને ખબર પડી એટલે તેણે નકારો દીધો. એટલે અમારી આ હાલત થઈ. ધન્નો આ વાત જાણી ખુબ દીલગીર થયો. કુટુંબને સાથે રાખ્યું ને સુખી કર્યું.

ધન્નો બીજી પણ ચાર સ્ત્રીઓ પરણ્યો. ખુબ પૈસાદાર કુટુંબની. તેને કુલ આઠ સ્ત્રીઓ થઈ. ધન્નો હવે રાજગૃહમાં રહે. ત્યાં માબાપ ઉપવાસ કરી મરણ પામ્યા.

: ૧૦ :

એક વખત ધન્નો બેઠો ન્હાવા. સુભદ્રા વાંસો ચોળે. આંખમાંથી ટપટપ આંસું પડે.

ધન્ને પાછું જોયું. સુભદ્રાને રડતી દીઠી. કારણ પૂછ્યું. સુભદ્રા કહે, મારા ભાઇ શાળિભદ્રને થયો છે વૈરાગ્ય. તે હમેશાં એક સ્ત્રીને છોડે છે. બત્રીસ સ્ત્રીઓને એમ છોડવાનો છે. ધન્નો કહે, બહુ કાયર. એ તે વૈરાગ્ય કહેવાય? બધી સ્ત્રીઓને સાથે કેમ નથી છોડતો?

સુભદ્રા કહે, સ્વામીનાથ! બોલવું સહેલ છે. પણ કરવું મુશ્કેલ છે. ધન્નો કહે, એમ?

સુભદ્રા કહે, હા. ધન્નો કહે, ત્યારે બધી સ્ત્રીઓ છોડી.

સુભદ્રાએ જાણ્યું કે હાંસી કરતાં ખાંસી થઈ. તેણે બહુ સમજાવ્યું. બીજી સ્ત્રીઓએ પણ ખુબ સમજાવ્યું પણ ધન્નો ફર્યો નહિ. એટલે સ્ત્રીઓએ કહ્યું: ત્યારે અમે પણ દીક્ષા લઇએ. ધન્નો કહે, બહુ આનંદની વાત. સ્ત્રીઓ પણ તૈયાર થઇ.

તે આવ્યો શાળિભદ્રને ઘેર. બૂમ મારી: અરે કાયર! આવા વૈરાગ્ય હતા હશે! હું તો

આઠ સ્ત્રીઓ સાથે ચાલ્યો. તારે પણ આવવું હોય તો નીકળ બહાર. શાલિભદ્રના મનમાં વ્રત લેવાનો ઉમંગ તો હતોજ. અને આ સાંભળ્યું એટલે વધારો થયો.

એવામાં સમાચાર મળ્યા. પ્રભુ મહાવીર પાસેના પહાડપર પધાર્યા છે. આ વાત સાંભળી બંનેને ખુબ આનંદ થયો. ધન્ને પોતાની સ્ત્રીઓ સહિત દીક્ષા લીધી. શાળિભદ્રે આવીને પણ દીક્ષા લીધી.

હવે ધન્ને તથા શાળિભદ્રે આકરાં તપ આદર્યાં. કોઈ વખત માસના ઉપવાસ તો કોઈ વખત બે માસના ઉપવાસ. કોઇ વખત ત્રણ માસના ઉપવાસ તો કોઇ વખત ચાર માસના ઉપવાસ. આ પ્રમાણે એક વખતના મહાવિલાસી હવે મહાતપસ્વી થયા.

બન્ને મહાતપસ્વીઓએ ઘણા વખત સુધી તપ કર્યાં. પોતાના મન તથા વચનને ખુબ પવિત્ર બનાવ્યા. અને મહાતપસ્વી તરીકેજ પોતાનું જીવન પૂર્ણ કર્યું.

ધન્ય છે વીર ધન્નાને ! ધન્ય છે વીર શાળિભદ્રને !

शिवमस्तु सर्वजगतः ।

